# બિગ મેક્સ અને ખોવાયેલા જિરાફ નું રહસ્ય

કિન પ્લાટ

ચિત્ર : લીન ક્વાથ

ગુજરાતી: સુધીર જે.



જયારે એનું પાળેલું જિરાફ, જેક, ખોવાઈ જાય છે, ત્યારે રાજા પંચપીલો ને ખબર છે કે એણે કોને બોલાવવાનો છે - પ્રસિદ્ધ જાસૂસ બિગ મેક્સ ને! આહ-આહ-અચૂ ના દેશ માં બિગ મેક્સ ને ઘણા રબર ના ઝાડ, પિંગ-પોંન્ગ રમતા થોડા સિંહ અને ગાયબ થયેલા જિરાફ ના નિશાન પણ મળ્યા - પણ જેક નહીં.

શું આ રહસ્ય એટલું જટિલ છે કે દુનિયાનો સૌથી મોટો જાસૂસ પણ એને ઉકેલી ન શકે?



# બિગ મેક્સ અને ખોવાયેલા જિરાફ નું રહસ્ય

કિન પ્લાટ

ચિત્ર : લીન ક્વાથ





બિગ મેક્સ એની બારીમાં થી બહાર જોતો હતો.

"આ રહસ્ય ને ઉકેલવા માટે સારો દિવસ છે," એણે કહ્યું.

ત્યાં ટેલિફોન ની ઘંટડી વાગી.

"હા!" બિગ મેક્સે કહ્યું. "લાગે છે કોઈ ને મારી જરૂર છે હમણાં."

"શું બિગ મેક્સ બોલી રહ્યો છે, દુનિયા નો સૌથી મોટો જાસૂસ?" એક અવાજે પૂછ્યું.

"હું એક સૌથી સારો જાસૂસ બનવાની કોશિશ જરૂર કરી રહ્યો છું," બિગ મેક્સે કહ્યું.

"કૃપા કરીને જણાવો કે તમે કોણ છો?"



"હું રાજા પંચપીલો છું. હું આહ-આહ અચૂ માં મારા મહેલ માં થી બોલું છું," અવાજે કહ્યું.

"શું તમને શરદી થઈ છે?" બિગ મેક્સે પૂછ્યું.

"ના," રાજા એ કહ્યું. "હું ઘણા બધા મૂર્ખતાપૂર્ણ નામો માં મૂંઝાઈ ગયો છું."

"સમસ્યા શું છે?" બિગ મેક્સે પૂછ્યું.






"મારુ પાળેલું જિરાફ, જેક, ગાયબ થઈ ગયું છે," રાજા એ કહ્યું.

"શું તમે એને શોધી શકો છો?"

"હું કંઈ પણ શોધી શકું છું,"બિગ મેક્સે કહ્યું. "પણ આ આહ-આહ અચૂ છે ક્યાં?"

"એ થોડા વૃક્ષો પાસે છે," રાજા એ કહ્યું.

"એ બીજી કઈ વસ્તુ પાસે છે?" બિગ મેક્સે પૂછ્યું.

"એ સ્નિઝ અને ગેસૂંડહાઈટ ની વચ્ચે છે,

રનીનોઝ ની બરાબર પાછળ," રાજા એ કહ્યું.

"તમે ચિંતા ન કરો," બિગ મેક્સે કહ્યું.

"હું તરત ત્યાં પહોંચી જઈશ."



"તમે કઈ એરલાઇન્સ થી પ્રવાસ

કરશો?"

રાજા એ પૂછ્યું.

"મારી પોતાની એરલાઇન્સ થી," બિગ

મેક્સે કહ્યું. "હું મારી છત્રી થી ઉડુ છું."



બિગ મેક્સે એની છત્રી માં ફૂંક મારી.

છત્રી હવા થી ભરાઈ ગઈ.

"હવે મારી છત્રી ઉડવા માટે તૈયાર છે," બિગ મેક્સે કહ્યું.

એ આકાશ માં ઉડયો.



બિગ મેક્સ સમુદ્ર ઉપર થી ઉડયો.

એણે એક મોટી માછલી ને કૂદતા જોઈ.

બિગ મેક્સ નીચે તરફ ઉડયો.

"માફ કરજો," એણે કહ્યું.

"શું રનીનોઝ ને શોધવું મુશ્કેલ છે?"

"મારા જેવી વ્હેલ માટે જરાય નહીં," માછલી એ કહ્યું.

વ્હેલે પાણી નો ફુવારો ઉડાવ્યો.

એ એના માથા પરથી ઉડયું.

"જોયું," વ્હેલે કહ્યું.

"આ કામ જરાય મુશ્કેલ નથી."



"આભાર," બિગ મેક્સે કહ્યું.

"આ એક સારી યુક્તિ છે."

બિગ મેક્સ રણ ઉપરથી ઉડયો.

"મને ઊંટ દેખાય છે," એણે કહ્યું.

"પણ ત્યાં કોઈ જિરાફ દેખાતા નથી."

બિગ મેક્સ ઝાડ ઉપરથી ઉડયો.

થોડીવાર માં એણે એક હરણ નું બચ્ચું જોયું.

"માફ કરજો," બિગ મેક્સે કહ્યું.

"શું સ્નિઝ જવાનો આ જ રસ્તો છે?"

"માફ કરજો, હું તમારી મદદ નહીં કરી શકું,"

હરણે કહ્યું.

"હું હજી બહુ નાનું છું.

મને હજી છીંક ખાતા એટલે સ્નિઝ કરતા આવડતું નથી."



બિગ મેક્સ થોડા વધારે ઝાડ પરથી ઉડયો.

"મારે જલ્દી એ જગ્યા ને શોધવી પડશે," એણે કહ્યું.

"કારણકે મારી હવા ખૂટવા આવી છે."

છત્રી અને બિગ મેક્સ નીચે ઉડવા લાગ્યા.

"ઉતરાણ માટે તૈયાર થઈ જાઓ!" એણે બૂમ પાડી.





બિગ મેક્સ એક ઝાડ પર ઉતર્યો.

એનું પડવાનું બંધ થઈ ગયું.

એને બદલે, એ ઉછળવા લાગ્યો.

એ ઉપર-નીચે ઉછળ્યો.

"આ બહુ વિચિત્ર પ્રકાર નું ઝાડ છે,"

એણે કહ્યું.

બિગ મેક્સ જમીન પર પડી ગયો.

એક માણસ દોડતો-દોડતો આવ્યો.

"શું તમે બિગ મેક્સ છો?" એણે પૂછ્યું.

"હું રાજા પંચપીલો છું."

"આ એક વિચિત્ર ઝાડ છે,"

બિગ મેક્સે કહ્યું.

"એ તમને ચારે બાજુ ઉછાળે છે."

"એવું જ થવું જોઈએ," રાજા એ કહ્યું.

"કારણકે કે એ એક રબર નું ઝાડ છે."

"હમ્મ!" બિગ મેક્સે કહ્યું.

"રબર ના ઝાડ માં રબર ની સામગ્રી અંદર હોય છે.

આમાં તો બધે છે."

"હાસ્તો," રાજા એ કહ્યું,

"આ અમારું ખાસ પ્રકાર નું રબર નું ઝાડ છે.

આ ઝાડ ફક્ત આહ-આહ અચૂ માં જ ઉગે છે."



"હમ્મ!" બિગ મેક્સે કહ્યું.

"એ રસપ્રદ છે.

હવે કૃપા કરીને મને બતાવો કે તમે છેલ્લી

વાર તમારા જિરાફ જેક ને ક્યાં જોયું હતું."

"મને આશા છે કે તમે એને શોધી શકશો,"

રાજા એ કહ્યું.

"હું હંમેશા એ શોધી શકું છું જેને હું

ખોળું છું," બિગ મેક્સે કહ્યું.

"હું એને જરૂર શોધી લઈશ."







રાજા બિગ મેક્સ ને એના મહેલ માં લઈ ગયો.

અચાનક હવા માં અવાજો સંભળાવા લાગ્યા.

જોરથી ગર્જના થવા લાગી.

જાનવરો નો ઘોંઘાટિયો ઘુરકાટ સંભળાવવા લાગ્યો.

"આ તો જંગલી જાનવરો ના અવાજ છે,"

બિગ મેક્સે કહ્યું.

રાજા પંચપીલો એ સ્મિત કર્યું.

"હા," એણે કહ્યું.

"પણ અહીં ના જાનવર એટલા જંગલી નથી.

એ મારા પાળેલા જાનવર છે."



"જુઓ?" રાજા એ કહ્યું.

"એ બસ રમત રમી રહ્યા છે.

મેં એને રમતા શીખવ્યું છે."

"આ તો બહુ અદભુત છે," બિગ મેક્સે કહ્યું.

બિગ મેક્સે બે સિંહ ને પિંગ-પોંન્ગ રમતા જોયા.

બિગ મેક્સે બે કાંગારુ ને ટેનિસ રમતા જોયા.

એણે બે રીંછ ને રોલર-સ્કેટિંગ કરતા જોયા.

"મેં બધા પ્રકાર ના બે-બે જાનવર જોયા,"

બિગ મેક્સે કહ્યું.

"તમારી પાસે કેટલા જિરાફ હતા?"

"જેક મારો એકમાત્ર જિરાફ હતો," રાજા એ કહ્યું.

"એની સાથે રમવાવાળુ કોઈ ન હતું.

એટલે એના માટે મેં એક જગ્યા બનાવી

જ્યાં એ એકલો રમી શકે."

"મને દેખાડો," બિગ મેક્સે કહ્યું.

રાજા બિગ મેક્સ ને એક મોટા આંગણા માં લઈ ગયો.

અંદર એક બાસ્કેટબોલ કોર્ટ હતો.

"જોયું?" રાજા એ કહ્યું.

"એ અહીં એકલો જ બાસ્કેટ શૂટ કરી શકતો હતો."

"હમ્મ," બિગ મેક્સે કહ્યું.





"જિરાફ ના હાથ નથી હોતા," બિગ મેક્સે કહ્યું.

"તો જેક બાસ્કેટ માં બોલ કેવી રીતે નાખતો હતો?"

"એના મોઢા થી," રાજા એ કહ્યું.

"એ બોલ ને એની ફૂંક મારીને બાસ્કેટ માં નાખી શકતો હતો."

"જો જેક ચુકી જાય તો એ શું કરતો હતો?"

બિગ મેક્સે પૂછ્યું.

"તો એ બહુ ગુસ્સે થઈ જતો હતો," રાજા એ કહ્યું.

"પછી એ શું કરતો હતો?" બિગ મેક્સે પૂછ્યું.

"પછી એ પથ્થરો ને લાત મારતો હતો,"

રાજા એ કહ્યું.



"તમે જેક ને છેલ્લી વાર ક્યારે જોયો?"

બિગ મેક્સે પૂછ્યું.

"ગયા શુક્રવાર ની રાતે," રાજા એ કહ્યું.

"અમે ટીવી પર એક ફૂટબોલ ગેમ જોઈ રહ્યા હતા.

બીજે દિવસે સવારે, એ ગાયબ થઈ ગયો હતો."





બિગ મેક્સે ઊંચી દીવાલો તરફ જોયું.

"હમ્મ!" એણે કહ્યું.

"કોઈ જિરાફ આટલી ઊંચી છલાંગ ન લગાવી શકે."

એણે નજીક થી જોયું.

"જિરાફ દીવાલો પર ચઢી પણ ન શકે," એણે કહ્યું.

એણે દરવાજા પર લાગેલું તાળું જોયું.

"શું આ દરવાજો બંધ હતો?" બિગ મેક્સે પૂછ્યું.

"હા, અને મારી પાસે એની ચાવી હતી," રાજા એ કહ્યું.



"હમ્મ," બિગ મેક્સે કહ્યું.

"લાગે છે જેકે ગાયબ થવાનો એક

એક નવો રસ્તો શોધ્યો છે."

"કદાચ તું એટલો મહાન જાસૂસ નથી,"

રાજા એ કહ્યું.

"એ આપણે જોઈશું," બિગ મેક્સે કહ્યું.

"જોવું અને વિચારવું," બિગ મેક્સે કહ્યું.

"કોઈ પણ રહસ્ય ને ઉકેલવાનો આ જ

સૌથી સારો રસ્તો છે."

"મને લાગે છે કે આપણે જેક ને

ક્યારેય શોધી નહીં શકીયે," રાજા એ કહ્યું.

"આપણે એને શોધી લેશું," બિગ મેક્સે જોર લગાવી ને કહ્યું.

"જિરાફ બહુ મોટા હોય છે.

એને માટે છુપાવું બહુ મુશ્કેલ થશે."



બિગ મેક્સે ઉપર જોયું.

"આ દીવાલો બહુ ઊંચી છે," એણે કહ્યું.

"પણ જિરાફ બહુ લાંબા હોય છે .

જિરાફ ને લાંબી ડોક હોય છે.

જેક દીવાલ ની બીજી બાજુ જોઈ શકતો હતો."

"હા, એ એવું કરી શકતો હતો," રાજા એ કહ્યું.

"પણ ત્યાં જોવાનું કંઈ નથી."

"દિવાલ ની બહાર શું છે? બિગ મેક્સે પૂછ્યું.

"ફક્ત ઝાડ," રાજા એ કહ્યું.

"મારા રબર ના ઝાડ."

"હા!" બિગ મેક્સે કહ્યું.

"હું હવે સમજી ગયો કે જેકે શું કર્યું હશે!

આપણે એને જલ્દી શોધવો જોઈએ!"

એ બહાર ભાગ્યા.

એ ઊંચી દીવાલો ની ચારે બાજુ દોડયા.

એ ઝાડ ની ચારે બાજુ દોડયા.

"જો આપણને ખબર પડે કે જેક ક્યાં ગયો છે,"

બિગ મેક્સે કહ્યું, "તો આપણે એ પણ

જાણી જશું કે એ કેમ ગયો હશે."

"હું સમજી ગયો," રાજા એ કહ્યું.



"જિરાફ ના પગ મોટા હોય છે," બિગ મેક્સે કહ્યું.

"એટલે આ જેક ના પગ ના નિશાન જ હોવા જોઈએ."

"જેક ના પગ બહુ મોટા હતા," રાજા એ કહ્યું.

"એટલે એ પથ્થરો ને લાત મારવામાં નિપુણ હતો."

એ જેક ના પદચિન્હ નું અનુસરણ કરતા રહ્યા.

"જો આપણને ખબર પડે કે જેક ક્યાં ગયો છે,

તો આપણે જાણી જઈશું કે શું કામ ગયો હશે,"

બિગ મેક્સે કહ્યું.

"જેકે મને આવજો પણ ન કહ્યું,"

રાજા એ કહ્યું.

"કદાચ એ ઉતાવળ માં હશે," બિગ મેક્સે કહ્યું.





અચાનક પગ ના નિશાન ગાયબ થઈ ગયા.

હવે ત્યાં ફક્ત ઘાસ હતું.

"આપણે પગેરું ચુકી ગયા છીએ," બિગ મેક્સે કહ્યું.

"જેક, આ મશ્કરી નથી," રાજા જોરથી બોલ્યા.



"થોભો," બિગ મેક્સે કહ્યું.

"એનો પીછો કરવાનો બીજો એક ઉપાય છે.

જિરાફ ને ઝાડ ના ટોચ ના પાંદડા

ખાવાનું પસંદ છે.

એટલે આપણે ઉપર જોવું જોઈએ.

આપણે ઝાડ ની ટોચ ના ચવાયેલા પાંદડા

નો પીછો કરવો જોઈએ."

"તું સાચે એક મહાન જાસૂસ છે,"

રાજા એ કહ્યું.

"જોવું અને વિચારવું," બિગ મેક્સે કહ્યું.

"આ કોઈ પણ સમસ્યા ને ઉકેલવાનું રહસ્ય છે."

તેઓ એક નાના ઝરણાં પાસે આવ્યા.

એ પાણીમાં થઈ ને ચાલ્યા.

એ એક ટેકરી પર ચઢ્યા.

પણ ત્યાં બિગ મેક્સ રોકાઈ ગયો.

"ઉભા રહો!" એણે કહ્યું.

"આપણે કેમ રોકાયા?" રાજા એ પૂછ્યું.

"કંઈક તો ગરબડ છે," બિગ મેક્સે કહ્યું.



"આ એક અલગ પ્રકાર ની ટેકરી છે," એણે કહ્યું.

"આ ટેકરી હલી રહી છે.

પણ ટેકરીઓ હલતી નથી.

એની ત્વચા જાડી છે. એના કાન નાના છે.

એના દાંત હિપ્પોપોટેમસ જેવા મોટા છે.

એનું મોઢું હિપ્પોપોટેમસ જેવું છે.

તો એ હિપ્પોપોટેમસ જ છે!"

"મને હંમેશા થી ખબર હતી કે હું કોણ છું,"

હિપ્પોપોટેમસે કહ્યું.

"જોયું? હું સાચો હતો!" બિગ મેક્સે કહ્યું.

"અમે એક ખોવાયેલા જિરાફ ને શોધી રહ્યા છીએ,"

એણે કહ્યું.

"શું તેં એને જોયો છે?"





ત્યાં બહુ મોટો ગર્જના કરતો અવાજ આવ્યો.

જમીન હલવા લાગી.

ઝાડ હલવા લાગ્યા.

બિગ મેક્સ અને રાજા પણ હલી ગયા.

"લાગે છે ધરતીકંપ આવ્યો છે," રાજા એ બૂમ પાડી.

"આપણે જીવ બચાવવા ભાગવું પડશે!"

"નહીં," હિપ્પોપોટેમસે કહ્યું.

"પણ તમે અંદર જઈને જોઈ શકો છો."

"ના, આભાર," બિગ મેક્સે કહ્યું.

"અમે તારી વાત પર ભરોસો કરીશું."

એ જલ્દી થી ચાલ્યા ગયા.



"નહીં," બિગ મેક્સે કહ્યું.

"આ કોઈ ભૂકંપ નથી.

આ એક ફૂટબોલ ની રમત છે."

"ફૂટબોલ ની રમત છે?" રાજા એ પૂછ્યું.

એમણે ટેકરી ની નીચે જોયું.

ત્યાં ચારે બાજુ જાનવર હતા.

એ આનંદદાયક ચિચિયારી કરી રહ્યા હતા.

વચ્ચે ઘણા જિરાફ હતા.

એ એક ફૂટબોલ ને લાત મારી રહ્યા હતા.

"એમાંથી જેક કયો છે?" બિગ મેક્સે પૂછ્યું.

"હું એને જોઈ શકું છું," રાજા એ કહ્યું.

"એ લાલ ધબ્બાવાળો છે."







"બીજો એક કિસ્સો ઉકલી ગયો," બિગ મેક્સે કહ્યું.

"હવે આપણે જાણીયે છીએ કે જેક કેમ ભાગી ગયો.

જયારે એણે ટીવી પર ફૂટબોલ ની રમત જોઈ,

તો એને એની જૂની ટીમ સાથે

રમાયેલી રમત ની યાદ આવી."

"કોઈ આશ્ચર્ય નથી કે એ હંમેશા પગ થી પથ્થર

ને લાત મારતો રહેતો હતો," રાજા એ કહ્યું.

"એ રીતે એ હંમેશા ચુસ્ત રહેતો હતો."

"હવે મને ખબર પડી કે જેક કેમ ભાગી ગયો,"

રાજા એ કહ્યું.

"પણ હું એ જાણવા ચાહું છું કે જેક

ભાગ્યો કેવી રીતે?"

"રબર ના ઝાડ ની મદદ થી," બિગ મેક્સે કહ્યું.

"તમારા એ ખાસ રબર ના ઝાડ ને લીધે.

એ એક પુરાવો હતો."



કોઈ એ સીટી વગાડી.

"મેચ નો પ્રથમ અર્ધો ભાગ પૂરો થઈ ગયો છે,"

બિગ મેક્સે કહ્યું.

"જેક થોડીવાર માં અહીં આવશે.

તમે પોતે એને પૂછી શકો છો."

"નહીં, તું મને હમણાં જણાવ," રાજા એ કહ્યું.

"હું એટલી રાહ નહીં જોઈ શકું."

બિગ મેક્સે એક જિરાફ ને

એની તરફ આવતા જોયો.

એના આખા શરીર પર લાલ ધબ્બા હતા.

"જિરાફ ને પાંદડા ખાવાનું પસંદ હોય છે,"

બિગ મેક્સે કહ્યું.

"જેક રબર ના ઝાડ ના પાંદડા ખાવા

દીવાલ ઉપર ઝૂક્યો.

રબર ખેંચાય છે.

પછી એ સ્પ્રિંગ ની જેમ પાછું આવે છે.

આ એક રબર બેન્ડ ને ખેંચવા જેવું છે.

જેકે પાંદડાઓ ને ઉપર ખેંચ્યા.

પાંદડાઓએ જેક ને નીચે બાજુ ખેંચ્યો.

જેકે જેટલા જોરથી ખેંચ્યા,

પાંદડાઓએ એને એટલા જ જોરથી

નીચે ખેંચ્યો.

અંતે, જેકે બહુ જોરથી ખેંચ્યા.



પાંદડા અને રબર ની ડાળીઓએ જેક ને

બમણા જોરથી નીચે ખેંચ્યો.

જેક ને દીવાલ ની ઉપર થી ખેંચી લીધો."



"તમે જે  કહ્યું એ મેં સાંભળ્યું,"

જેકે કહ્યું.

"હા, મેં એવી રીતે જ કર્યું હતું.

આ પહેલી વાર હતું જયારે મને રબર ના પાંદડા પસંદ પડયા."

"હું દિલગીર છું, જેક," રાજા એ કહ્યું.

"મને ખબર ન હતી કે તને ફૂટબોલ

રમવું આટલું ગમે છે."

"ફૂટબોલ રમવું, પથ્થર ને લાત મારવાથી

વધારે મજા આવે એવું છે," જેકે કહ્યું.



રાજાએ એની ચેક બુક કાઢી.

"શું જેક ને શોધવા માટે દસ લાખ

અચૂ રૂપિયા બરાબર થશે?"

"જો તમને યોગ્ય લાગે," બિગ મેક્સે કહ્યું,

"તો તમે બાકી રહેલી રમત માટે

બે ટિકિટ ખરીદી શકો છો.

એમણે હજી અડધી રમત જ રમી છે."

"મને એમાં કોઈ વાંધો નથી," રાજા એ કહ્યું.

એમણે ફૂટબોલ ની રમત જોઈ.

જેક ની ટીમ 32 - 4 થી જીતી.



બિગ મેક્સે જેક અને રાજા ને આવજો કહ્યું.

પછી એણે એની છત્રી માં ફૂંક મારી.

"જેનો અંત સારો એનું બધું સારું," એણે કહ્યું.

અને પછી બિગ મેક્સ - દુનિયા નો સૌથી

મહાન જાસૂસ - ઉડી ગયો.



સમાપ્ત